

લેખક :–શ્રી હર્ષ.

પ્રકાશક :—

ભીખાભાઈ વ્યાસ,

"બાળક" કાર્યાલય, ગોધરા.

કિમ્મત બે આના.

૨૨૦૮

# તમારાં બાળગોપાલ

કુમળા બાળકોના હાથમાં મૂકવા જેવું સારું ને
શુદ્ધ સાહિત્ય શામાંથી આપશો?

## મહિનાના માત્ર બે આના

રમકડાં ને ચવાણામાં આપો છો?
તેમના મિત્રનું કામ પૂરું પાડનાર એનાં
સારું, સસ્તું, સચિત્ર દ્વિમાસિક પત્ર

# બાળક

(વાર્ષિક લવાજમ માત્ર દોઢ રૂપિયો)
કેળવણી ખાતામાં, દેશી રાજ્યોમાં, વિદ્યાપીઠમાં,
મ્યુનિસીપાલીટીઓમાં, રાજકુટુમ્બોમાં, ધનાઢયોને
ત્યાં, પદવીધરોને ત્યાં સ્થાન પામ્યું છે—
**તમારાં બાળકોને નહિ આપો?**

## ચાર વરસથી

ગુજરાતનાં બાલુડાંનાં માનસિક બળ ખીલવે છે.

## 'બાળક' કાર્યાલય, ગોધરા.

---

ઉમરેઠ, ભટવાડી પોળને નાકે આવેલા 'સરસ્વતી' પ્રિન્ટીંગ
પ્રેસમાં રતિલાલ બી. ત્રિવેદીએ છાપ્યું અને ભીખાભાઇ પુ.
વ્યાસે, 'બાળક' કાર્યાલય, ગોધરામાંથી પ્રકટ કર્યું.

એક હરણ વંરસાદથી ઉગેલું લીલું ઘાસ ચરતું હતું, ચરતાં ચરતાં તેની નજર શિકારી ઉપર પડી એટલે પોતાના ચપળ પગનો ઉપયોગ કરી, નાસી કોતર જેવા ભાગમાં ભરાઇ ગયું. હરણનું નસીબ ટુંકું, કેમકે એ કોતરમાંથી પાછો આવતો વાઘ તેને ગરદનથી પકડી ફાડી ખાવા તૈયાર થયો. આ બારીક સમયે હરણને પોતાના મનમાં વિચાર થયો કે—“મારી પણ ટુંક મતિ કે એક દુઃખ-માંથી છુટવા જતાં ભયંકર સંકટમાં સપડાવાનું થયું.” વાઘે હરણને ખાઇ પોતાની ભુખ મટાડી.

**સાર.**

જે માણસ થોડા દુઃખથી બીકને લઇ ભાગે છે કે દુર જાય છે તે મોટા દુખમાં આવી પડે છે.

# બાળ વાતો

( જોડાક્ષર વગરની )

## વાત ૧ લી. હરણ અને વાઘ.

# વાત ૨ જી. સસલી ને વાઘણ.



એક સસલી પોતાનાં નાનાં સસલાંને પોતાની રહેઠાણની જગો પર મુકી; ખાવાનું શોધવા ગઈ, થોડે દુર ગઈ હશે કે એને વાઘણ મળી. તેને મગરૂરીથી ટોળમાં બોલી કે–" મોટી બેન તમને બાળક એક બેજ અવતરે છે પણ અમે તો વધારે પેદા કરીએ છીએ."

વાઘણ—" હા, પણ મારૂં એક બચું પેદા થાય છે તે સહી, પણ તમારા સોને ભારે છે."

**સાર**

ઘણાં અભાગીઆં છોકરાં કરતાં એક સરસ છોકરૂં સારૂં; એટલે સોને પણ તે ભારે પડે.



સાર.

માણસ ઘણો નફો મેળવવાની આશાએ પોતાનું મેળવેલું ધન ખોઇ બેસે છે.



# વાત ૩જી. બીબી ને હંસની માદા.



એક મિયાં ભાઇ ઘેર હંસ પાળવાના શોખથી રાખતો હતો. આ હંસની માદા દરરોજ એક ઇંડું મુકતી, કે જેની કિંમત બહુ રૂપા નાણાંમાં જ મળતી. બીબીએ લોભથી બે ઇંડાં મુકે એવી આશાથી, હંસને વધારે ખાવાનું આપવા ગોઠવણ કરી. હંસ તરેહવાર ખોરાકથી માંદી પડી અને અપચો થવાથી બિમારીમાં મરી ગઇ. મિયાંએ પણ તે વખતે આ મરણનું કારણ જાણી, તેજ વખતે પોતાની બીબીને પણ ખુન મારી હતી.

# વાત ૪ થી. ડાંસ અને બળદ.



એક ડાંસ બળદના શુશોભિત શિંગડા પર બેસી મલકાતો પોતાના મનમાં વિચાર કરવા મંડી ગયો કે મારો ભાર આ બળદ પર કેટલો બધો પડતો હશે. પછી સખા તરીકે બળદને સવાલ રૂપ ગુણગુણ કરવાની શરૂઆત કરી કે "જો મારા બેઠાથી તમને મારો ભાર લાગતો હોય અને સહન થતો ન હોય તો હું ઉડી જઉં."

બળદ—"અરે ડાંસ ભાઈ તમે કઈ જગો એ બેઠા છો તે કાંઇ મને માલમ નથી. મને ભાર કે દુઃખ લાગતુંજ નથી, તો નકામું શું પુછો છો. તમે કઈ જગોએ બેઠા છો? ઝાડના પાંદડાં ઉપર?

**સાર**

જે માણસ પોતાના નામ અને મહોટાઈ ઉપર મગરૂરી કરે તે ઘણો હલકો હોય છે.



# વાત ૫ મી. માણસ અને મોત.



એક લાકડાં વેચનાર લાકડાંનો ભારો માથે લઇ ગામ તરફ જતો હતો, ચાલતાં ચાલતાં થાક લાગવાથી ભારો ફેંકી દઇ થાક ઉતારવા બેસવા જતાં તેનાથી બોલાઇ જવાયું કે—

" અરે ભગવાન હવે તો મોતને મોકલજે "

થોડી વાર થઇ નહી એટલામાં તો પાતળું હાડપીંજર એની નજર આગળ આવેલું દેખાયું અને અવાજ સંભળાયો.—

" હું મોત છું તેં મને શા સારૂ બોલાવવા ભગવાનને અરજ કરી ? "

માણસ-" મેં ! હા જરા આ ભારો ઉપડાવો, એ માટે હું અરજ કરતો હતો.

**સાર**

દુનિયામાં બધાં પોતાની હૈયાતી ચાહે છે ઘરડો કે દુ:ખી પણ મરણ માંગતો નથી.

# વાત ૬ ઠ્ઠી. કાચબો અને સસલો.



એક દહાડે બે સોબતીઓએ દોડવાની સરત કરી, અને અમુક જગોએ દોડી ઉભા રહેવાનું નકી થયું. બેઉ થોડેક ગયા, એટલે સસલાએ કાચબાને બહુ દૂર પછવાડે રહેલો જોયો. આ ઉપરથી ઉતાવળે દોડેલા સસલાને થાક ખાવા વિચાર થયો અને એ ઉંઘી ગયો. આ વખતમાં કાચબો ધીમે ધીમે આળસ ન કરતાં ઠરેલ હદ આગળ જઈ બેઠો. સસલો ઉંઘી ઉઠી જુવે છે તો કાચબો પોતાની પહેલાં કામ આટોપી ખુશમિજાજમાં બેઠો હતો.

**સાર**

જોરાવરને નબળામાં તકરાર થાય તો નબળો કાબેલ રહેશે. બીજું "ઉતવળા સો બાવરા ધીરા સો ગંભીર" પછવાડેથી દીલગીર થવું અને "આમ કર તે તો" આ કાંઇ કામનું નથી.

# વાત ૭મી. થોરીઆ અને માળી.

એક માળી પોતાના બાગમાંથી બહાર કામ સારૂ જંગલમાં જતો હતો, તે વખતે થોરીઆને વાચા થઇ—"અરે ભાઇ કેમ છે, ? શુ શોધો છો ! તમારા માણસની મહેનતના બાગમાં કુદરતના જેવી લીલોતરી છે ? જુવો મારી જાત કેવી અહીં ફાલી છે? મને જો કોઇ અહીંથી લઇ જઇ બાગમાં રોપે તો ખુદ બાદશાહ પણ બાગમાં આવવાનું રાખે " ભોળા માળીએ ઝટ એક ફાફદો કાપી લઇ પોતાના બાગમાં લઇ જઇ, ખાતર, પાણી બરોબર આપી રોપણી કરી. થોરીઓ અકદમ વધવા મંડી ગયો, અને બીજા ફણગા નાંખી સારા ઝાડો વાળી જગોમાં પણ ઉગવા શરૂઆત કરી. માળી ખોદી કાઢે કે તરત પાછી નવી ફૂટ જુવે રાજાએ આ જોઇ માળીને નોકરીમાંથી બરતરફ કરવા ભલામણ કરી.

**સાર**

નઠારા માણસની સોબત કરી જેટલું તેને માન આપીએ તેટલી તે બડાઇ હાંકે અને વધારે બતાવે અને જેટલું એહસાન એના પર રાખીએ એટલુંજ એ આપણને બુરાઇ કરે.

# વાત ૮ મી. કાળો આદમી.

❋

એક કાળા આદમીએ પોતાના બધાં કપડાં ઉતારી બરફના ટુકડાઓ લઇ, આખે શરીરે મસળવા બેઠો. આ બીજા માણસે જોયું અને એની સાદાઇ પર હશી એન થી બોલી જવાયું કે:–" અરે, આ સારો ઠંડો બરફ તું શું કરવા બગાડે છે " ? કાળો આદમી–" મારે ગોરા થવું છે. લોકો મને કાળોભુત કહી ચીડવે છે. યુરોપિયનલોકો પણ મને ધિઃકારે છે. "

દાનાઓ—"અરે તું તારા બદનને નકામું દુઃખ શું કકવા આપે છે ? તારૂં આખું બદન ગોરૂં તો નહી થાય પણ ઉલટું બરફને કાળું કરી નાંખશે. બરફ તારા શરીરના રંગને બદલી નહીં શકે. "

**સાર**

ખરાબ માણસ ભલા અને સારાને ભુંડો કરી શકે છે પણ ભુંડાને ભલો કરવાની તાકાતે કોઇમાં નથી.

# વાત ૯ મી. વાઘ અને બે બળદો.

બે મજબુત બાંધાનાં બળદીઆ જંગલમાં ચરવા ગયા; વાઘ પણ જંગલમાં શિકાર શોધવા ફરતો હતો. આ વાઘને જોઇ બે બળદોએ સંપ કરી તેની જોડે બચાવ કરવા શિંગડા વડે એને હઠવવા વાતચીત કરી સાવચેતી રાખી ઉભા. વાઘે બે વખત ખુબ જોરથી, એમના ઉપર છલંગ મારી બે બળદોને છુટા કરવા અને ફરેબ આપવા માથા ફોડ કરી, પણ બળદોએ ફાવવા દીધો નહીં. આખરે કંટાળી વાઘ દુર જઇ ઉભો ઉભો કહે કે—

" તમો બે જણ જુદા પડી જાઓ તો હું તમોને કાંઇ પણ કરીશ નહીં. તમે બે જોડે છો તે મને ગમતું નથી. તમારો સંપ મને ઝેર ઉપજાવે છે" ભરોંસા ઉપર બે બળદો જુદા પડયા, અને થોડી વાર થઇ કે વાઘે ઝડપથી છલંગ મારી, એક બળદ ઉપર તરાપ કરી. એકનો ભોગ લીધા પછી બીજાનો પણ તેજ રીતે ભોગ લીધો.

**સારઃ**–માણસ જેટલો વખત એક બીજા સાથે એક દીલથી રહે તેટલોજ વખત કોઇ વેરી ફાવી શકતો નથી. એકલવાયા પણાથી સહન કરવું પડે છે.



એક સાબર જંગલમાં ફરતાં ફરતાં તરસ લાગી એટલે પાણી પીવા તળાવ તરફ ગયું. પાણી પીતાં પીતાં તેના પોતાની છાયા પાણીમાં જોઇ. જોતાં જોતાં તેના મનમાં વિચાર થયો કે મારા આવા સારા શુશોભિત શિંગડાં છે અને શરીર પણ બેડોળ નથી; પણ મારા ચાર પગ પાતળા નળી જેવા છે, તેથી હું ખરેજ કદરૂપો દેખાઉં છું. આ વિચારમાં હતો ને એણે એક તીર પોતાની પાસેથી ફૂં કરતું ઉડતું જોયું. તીરકામઠાંમાંનું તીર જોઈ એ તો જીવ લઇને નાઠો. થોડો વખત થયો કે એ બહુજ ઝાડીવાળી જગોમાં પેઠો, અને કોઇ નહી દેખે એમ માની આરામ લેવા તૈયારી કરી. શિકારીઓ જે એની પાછળ પાછળ આવતા હતા, તે પણ એજ જગોએ આવી પાછું બીજું તીર

**સાર**

ભગવાન જેવું શરીર આપણને આપે તેનો સારો ઉપયોગ કરવો અને સંતોષ માનવો.



મારવા તૈયારી કરી. સાબર હબકાણું ઉઠી નાસવા જાય છે કે એના શિંગડાં ઝાડીમાં ભરાઇ ગયાં અને જોર કરતાં પણ નીકળી ન જતાં, વધારે ને વધારે ગુંચવાયાં. આ વખતે પોતાના મનમાં એણે પોતાનું રૂપ પાણીમાં જોએલું યાદ કરી અફસોસ થયો. એણે જણાવ્યું કે પગ કે જેને મેં વખોડવા શરૂઆત કરી તેણે તો મને બચાવવા બનતી માથાફોડ કરી; પણ આ શિંગડાં જે શોભારૂપજ છે તે મારા જીવનું કારણભુત થયાં. તીર પેટમાં પેસતાં સાબર મરી ગયું.

એક વખતે એક ગાય જેને બહુ સગાં હતાં તે માંદી પડી. માંદગીની જેમ જેમ સગાંઓને ખબર પડી તેમ તેમ તેને જોવાને બહાને એના ખીડમાં સૌ ગયાં. આ બધાં ગાયો, ઘોડા, વાછડા અને બળદો આજુબાજુનું બધું ઘાસ ખઇ ગયાં. થોડા દિવસ પછી ગાયને કંઇક ઠીક થવા પર હતું અને ભુખ લાગેલી એટલે ઘાસ ચરવા ઉઠી; પણ પાસે કંઇ ઘાસ જોયું નહીં. નબળાઇથી એનાથી દુર જઇ શકાય એમ હતું નહીં; આને લઇને તે ભુખેજ મરી ગઇ. મરેલા શબને ગીધ અને કાગડાએ કોચી કોચી એકલું હાડપીંજર રહેવા દીધું.

**સાર**

જે કોઇને બહોળું કુટુંબ હોય તેને દુઃખ પણ હોય.



કોઇ વખતે સિંહને હરરોજ નાના જાનવરો ખાધાથી કંટાળો આવેલ હશે, એટલે એણે મોટા જનાવરને મારી રાંધી ખાવા મનસુબો કીધો. શોધતાં શોધતાં તેણે એક પહેલવાન જેવો આખલો જોયો. આ આખલા ઉપર તરાપ મારવા જતાં સામે તે આખલો પોતાનું જોર અજમાવે, અને સિંહનો શિકાર હાથથી જાય, તો આશા ધુળમાં મળી જાય એમ હતું. આ ઉપરથી સિંહે વાણીઆ ગત કરવા વિચાર કીધો. હસતું ને બનાવટી મોં રાખી સિંહ આખલાને કહે છે કે "મેં આજે ચાર સારા મેંઢાનો સરસ ખીમો કરેલો છે. મારી જોડે કોઇ ખાનાર સોબતી નથી તો તમે આવો તો ઠીક મઝા પડે" આખલાનું મન લલચાયુ અને સિંહ જોડે એની ગુફા તરફ ગયો. ગુફા આગળ પહોંચતાં આખલે ઘણાં લાકડાં, તમાણુ, મોટી, દેગ બિગેરે જોયું. એટલે તરતજ

પીઠ ફેરવી પાછા જવાની તૈયારી કરી. આ આવેલો લાગ જાય છે એમ ધારી સિંહ કહે "કેમ ભાઈ પાછા જાઓ છો" આખલાએ જવાબમાં માથુ હલાવતા બોલી દીધું કે "તમારી મતલબ હું સારી પેઠે સમજી ગયો છું. આ બધી તૈયારી કાંઇ મેંઢાના ખીમા સારૂ કરેલી નથી. આ ધામધુમ તો કોઈ મોટા જનાવરના ખીમા સારૂ છે. શું રાજામાં અકલ છે ને રૈયતમાં નથી? આખલો પાછો ગયો.

**સાર**

અકલવાળો વૈરીની સોબત રાખે નહી એટલુંજ નહીં; પણ એનાથી સાવચેત પણ રહે છે.



# વાત ૧૩ મી. વરૂ અને લોંકડી.



વરૂ પોતાના, ઘુઠાપામાં પોતાની બાંણુ આગળ જે જીવ આવે તેને મારી ખાઇને પડી રહેતો હતો. એક વેળા એ આ કોતરના આગલા ભાગ આગળ લોંકડી આવી બહુજ બારીકીથી જોવા લાગી. આ લોંકેડીને જોઇ વરૂએ ઠાવકું મોં રાખી આવકાર દીધો ' લોંકડી બેન અંદર કેમ નથી આવતાં " " લોંકડી સાવચેતી રાખી બોલી " મોટા ભાઇ કોતરમાં પેસવાનો તો આ દરવાજો છે પણ બીજી કોઇ બાજુએ દરવાજો દેખાતો નથી ? " વરૂથી ઝડપતી ઉઠી શકાય એમ હતું નહીં એટલે લોંકડી સમજવાથી ચાલી ગઇ.

**સાર**

સાવચેતી રાખવાની બહુજ જરૂર રહે છે.

# વાત ૧૪ મી. સિંહ તથા માણસ.

સિંહ રખડતો રખડતો જંગલમાં એક માણસને જોયો અને એની જોડે વાત કરવાનું મન થયું વાતોમાં જોર અને જમામરદી ઉપર વાત કરતા, સિંહે પોતાની જાતિ અભિમાન બતાવી પોતાનામાં હિંમત, બળ, જમામરદીછે તેનું વિવેચન કરતો હતો. તેજ વખત માણસ મુંગો મુંગો જમીન પર સિંહની તસબીર દોરતો હતો. આ માણસે સિંહની બાજૂએ માણસ દોરી એક ઢાલને તરવાર પણ હાથમાં રાખેલી હોય એમ દોરી. પછી ધીમે રહી સિંહને સમજાવવા જમણા હાથની તરવાર તસબીરના સિંહના ગળા ઉપર દોરી મુકી દીધી. સિંહે જોયું કે માણસ સિંહને મારી શકે તેમ છે, આથી એ ખીસીઆણો પડી ગયો. થોડી વાર વિચાર કરી સિંહે આ સંયોગોમાંથી છુટવા બારી શોધી કે—

"શું સિંહ જો તસબીર કરવાનું કામ કરતા હતે તો માણસને એ ફાડી ખાય છે એમ બતાવત નહી ?"

**સાર**

માણસ તરફદારીથી ને સાહીદીઓથી છુટકારો કાંઇ પામતું નથી.

એક તોફાની છોકરો નદીમાં તરવા સારૂં ગયો. થોડો વખત થયો હશે અને ઉંડા પાણીમાં ગયો. અહીં પાણીનું વમળ બહુ હતું. છોકરો થાકી જવાથી ડુબવાની અણી પર હતો, તેવામાં એણે એક માણસ કિનારે જતો જોયો, એટલે ગુંગળાતા બુમ પાડી. "ભાઇ મને બચાવો હું ડુબું છું." તે માણસે જોતાં વારજ એક પથરો લઇ તેના તરફ નાંખી કહેવા બેઠો કે "તું કોઇને પુછી તરવા ગયો હતો? ભાન નોતું કે પાણીમાં તરવું જોખમ ભરેલું છે. હવે ડુબવાને માટે તું લાયકજ છે. તારા જેવાને એમજ જોઇએ."

છોકરાએ જવાબના રૂપમાં ઇસારત કરી "ભાઇ જે કરવું કે કહેવું હોય તે પછી કરજે કે કહેજે, ઠપકો જોડે ભલે મારજે પણપહેલાં હું ડુબું છું તે તો બચાવ. મારો જીવ જશે તેમાં તને શો ફાયદો મળેશે? માણસના જીવની તો કીંમત સમજ."

**સાર**—તમારો સહવાસી કાંઇ આફતમાં આવી પડે તો પહેલાં તેને આફતમાંથી બચાવીને, પછી તેને નસીયત તથા સલામત કરવો એજ સારૂં છે.

# વાત ૧૬ મી. કુતરો અને શિયાળ.



કોઇ વખત એક કુતરાએ વાઘનું ચામડું દૂર પડેલું જોયું, એટલે તે નજીદીક ગયો અને મોમાં ઘાલી ચાવવા બેઠો. આ વખતે શિયાળ આવી, શું કરે છે તે જોઇ, એને ટોળમાં સમજાવવા બોલી બેઠો કે-"અગર જો એ જાનવર જીવતું રહેતે, તો તું તેના પંજાના નખને તાહરા દાંત કરતાં સખત ને મજબુત જોતે.

**સાર**

"સમય સમય બળવાન હે નહી પુરૂષ બળવાન."



# વાત ૧૭ મી. પેટ અને સાંધાઓ.



એક વખત પેટ અને સાંધાઓનો કજીઓ થયો. કજીઆનુ મુળ એ હતું, કે બેઉ જણ કહેતા હતાં કે કાયાને ખેંચી અમે ફરીએ છીએ, તેમજ અમે સાચવીએ છીએ.

સાંધા—"હમે હમારા કૌવતથી કાયાને લઇને ફરીએ છીએ."

પેટ—"અગર જો હું કાંઇ ખાઉં નહીં તો તમે ચાલી નહીં શકો અને કાયાને ખેંચી પણ નહીં શકો."

સાર

કોઇ માણસ કોઇના કામમાં મશગુલ થાય, કે પોતાના ઉપરી કે સરદાર અથવા પોતાથી જોરાવર હોય તેની ખીજમત નહીં કરે, તો તે (ગમે તે હોય) કામ બરોબર બજાવી નહીં શકે અને જે મદદ ન કરે, તેને કશો ફાયદો મળી નહીં શકે, એ દેખીતું છે.



# વાત ૧૮ મી. સુરજ અને પવન.



સુરજ અને પવન અમુક વાતમાં લઢવા પર આવતાં બેએ સરત કરીકે આપણામાંથી કોણુ માણુસના કપડાં ઉતરાવી શકે એમ છે.

પહેલાં પવન ઘણા જોરથી ફુકવાને લીધે, દરેક માણુસ પોતાનાં કપડાં સારી પઠે શરીરને અડી રહે એમ ઘેરી લીધાં. પછી વારો સુરજનો હતો. જેમ જેમ તાપ પડતો ગયો તેગ તેમ માણુસો પોતાના કપડાં કાઢી બાજુએ મુકતા ગયા. તાપથી બધા ગભરાયા. સુરજની જીત થઇ. પવનનો મદ ઓછો થયો.

સાર.

માણુસ નરમાશ તથા ભલમનસાઇથી કોઇને પણુ પોતાના કબજામાં ચાહે તો લાવી શકે એમ છે.



# વાત ૧૯ મી. બે કુકડીઓ.



એક ખાવાની ચીજ સારૂં બે કુકડીઓ કજીઆમાં પડી. ખુબ તકરાર થઇ અને આખરે નબળી કુકડી નાશી છુટી. જોરાવર કુકડી ખાઇ ઉંચી જગો પર જઇ, પોતાની પાંખ ફફડાવી મગરૂરીમાં મલકાવા લાગી. આજ વખતે એક ડાઘીઓ કુતરો આવી જોરાવર કુકડીને ગરદનથી પકડી ખાઇ ગયો.

સાર

માણુસ નહીં ઘટે અને જો મગરૂરી કરે, તો તે કાયમ રહેજ નહીં.



એક ભુંડનું ટોળું ખાવાનું શોધવા અહીં તહીં ફરતું હતું; તેવામાં એક ગામની ભાગોળે નરક પર તેમની નજર ગઇ, પણ તે જગો એ પહોંચે, તે પહેલાં ગામની ખાઇમાં થઇને જવાનું હતું. આ ખાઇ પાણીને કાદવથી ભરેલી હતી. આ જોઇ ભુંડોએ થોડીવાર વિચાર કરી, કાદવ ખઇ જવા શરૂઆત કરી. ખુબ ખાવાથી પેટ ફાટતાં ગયાં ને ભુંડો મરતાં ગયાં. એક બે નરક આગળ પહોંચતાં, એ ખાવા જાય છે, કે ગામના લોકોએ પકડી મરણ શરણ કરી દીધા.

સાર

કમ અક્કલના માણસો, જે કામ તેમને ઘટીત ન હોય તેજ હમેશાં કરવા જાય છે.

(જોડાક્ષરની વાતાંઓ.)

## વાત ૨૧ મી. વ્હેમી બાપ.



એક હેદરમિયાં બહુ પૈસાવાળા હતા તેમને એક દીકરો હતો, તેનું નામ ઇબ્રાહીમ હતું. આ છોકરાને શિકારે જવાનો બહુજ શોખ હતો અને તેનેજ વાસ્તે એણે બે સારા અરબી ઘોડા પણ રાખ્યા હતા.

એક વખત હૈદરમિયાંને રાત્રે સ્વપ્નુ આવ્યું, કે–પોતે જંગલમાં પાલખીમાંથી ઉતરી બેઠો છે અને એનો દીકરો શિકાર પછવાડે જતાં જતાં ઘોડા ઉપરથી પડી મરી ગયો છે. સવારના પહોરમાં ઉઠતાં પિતાએ પોતાના પુત્રને તરત બોલાવી કહ્યું, "બેટા આજથી તારે શિકારે ઘોડા ઉપર જવુંજ નહીં."

છોકરો–"બાપા એમ કેમ કહો છો આજે રજા છે અને અમે સારા પક્ષીઓ મારવા બધી ગોઠવણ કરેલી છે.

બાપ–મોટાને માન આપવું અને કહે તે કરવું જોઇએ.

ઉપરની વાતચિત પછી ઇબ્રાહીમ પાછો એની ઓરડીમાં જતો હતો, પણ દીવાનખાના ઓરડામાંથી પસાર થતાં, એક શિયાળ પછવાડે પડેલો શિકારીની છબી જોઇ. આ જોતાં એની અંતરની ઉર્મિઓ ઉભરાઇ આવી, તેથી ના ઇલાજે ઓરડીમાં જઇ ગુસ્સામાં હાથ પગ પછાડતો બેઠો. થોડી વારે એની મા ફાતમાબીબી આવ્યા, એટલે છોકરે વધારે ચીડાઇ હાથ પગ પછાડવા માંડયા, અને તેમ કરતાં એક હાથમાં ભીંતે ઠોકેલી ખીલી અથડાવાથી પેસી ગઇ. હાથ કાણો થયો અને પાકયો. પાકની વૃથાથી તાવ આવ્યો અને અઠવાડીએ એ મરણ પામ્યો.

**સાર**

વ્હેમમાં આપણે કેટલી એક પીડા ટાળવા ઉપાય લઇએ છીએ, પણ તેજ પીડા આપણને પ્રાપ્ત થાય છે.



# વાત ૨૨ મી. પક્ષપાતી નાયક.

હીરા પટેલ, પોતાના ગામથી બીજે ગામ મદનપરાએ જઈ ત્યાંનાં મુખીને કહ્યું કે "મારા બળદે સીમમાં તમારા બળદને શિંગડું મારેલું છે અને તમારો બળદ ભોંકાયો છે. માટે અરજ કરૂં છું કે જે ઘટે તે બદલો ઠરાવી દ્યો અને મને જલદી જવા દો."

મુખીઃ–"તું સારો માણસ દેખાય છે. જા મારા બળદને બદલે તારો બળદ લઉં તો તે તને ભારે પડે એમ નથી."

પટેલઃ–' સાહેબ હું ભૂલ્યો, મેં કહ્યું જે તમારા બળદે મારા બળદને શિંગડું ભોંકયું છે."

મુખીઃ–"મારે બળદે ! જોવા પડશે અને વિચાર કરવો પડશે ! પછી ફડચો કરીશું."

કણબીઃ–"તો તમે બીજાનો ન્યાય કરો છો, તો તે પ્રમાણે પોતાનો ન્યાય કરવા ઇચ્છા કેમ રાખતા નથી ? પૂરો ન્યાય આપો તો ફડચાની શી જરૂર છે ?"

મુખીએ કાંઇ ધ્યાન આપ્યું નહીં.

**સાર**–જે પીડા આપણે બીજાને કરીએ છીએ, અને જે પીડા આપણે બીજા પાસેથી પામીએ છીએ, તે બોને એકજ ત્રાજવામાં આપણે તોળતા **નથીજ.** સ્વાર્થ એવી ચીજ છે.

# વાત ૨૩મી. ટીટોડી ને સમુદ્ર.



કોઇ એક ઠેકાણે સમુદ્ર તીરે ટીટોડીનું જોડું રહેતું હતું. એક સમયે ટીટોડી પેટથી રહી. ત્યારે ટીટોડાને કહે છે કે–"હે સ્વામી મારા જણવાના દહાડા પાસે આવ્યા છે, માટે કાંઇ રૂડું ઠેકાણું તમે જોઇ રાખો તો સારૂં."

ટીટોડો બોલ્યો "હે સ્ત્રી આ સમુદ્રને કિનારે તું ઇંડા મહેલ."

ટીટોડી–"પૂનમને દહાડે અહીં પાણી ચઢે છે, ત્યારે સમુદ્ર મારા ઇંડા લઇ જશે."

ટીટોડો–સમુદ્રની શી તાકાત છે, એ શું વાત કરે છે, મ્હારાં બચ્ચાંને તે મહાસાગર લઇ જશે. "કહ્યું છે કે જે નર બ્હીકથી પોતાનું ઠેકાણું મુકી જાય તે નરની માતાને જો પૂત્રવંતી કહીએ, તો વાંઝણી કહીએ કોને? માટે કાંઇ ચિંતા ન કર. સમુદ્ર શું કરનાર છે."

આ વાત સમુદ્રે સાંભળી અને મનમાં બોલ્યો આ ટીટોડી પણ મનમાં શું ગર્વ કરે છે. વાત સાચી

છે કે સુતી વખતે ટીટોડીઓ પગ ઉંચા રાખે, કે જો આકાશ તુટી પડશે તો પગે ઝાલી શકે. પોત પોતાની ઠેકાણે પોતાને મોટા કોણ માનતા નથી. માટે એના ઇંડા રમતને માટે લઇ લઉં અને તમાસો તો જોઉ, એ શું કરે છે.

કેટલા એક દહાડે ટીટોડીએ ઇંડા મેલ્યાં, અને પૂનમે સમુદ્ર ઘસડી ગયો એટલે ટીટોડી ટીટોડાને કહે છે કે–"એ મુર્ખ મેં તો આગળથી કહ્યું હતુંજ, ને પણ તેં ગર્વ કર્યો અને મારૂં સાંભળ્યું નહિ, હવે રડ ને રડાવ."

**સાર**

જે આપણું સારૂં ઇચ્છે છે, તેનું વચન સાંભળી એ તો સારાં ફળ મળે. ગર્વ અને મુર્ખતાથી નુકશાનજ થાય.



# વાત ૨૪ મી. પંખી અને વાંદરા.



એક નીલગીરી જેવા પર્વત ઉપર વાંદરાઓ બહુ રહેતા હતાં. એક વખત ઘણી ટહાડ પડવાથી અને થંડો પવન ફૂંકાવાથી, એક વાંદરાનું ટોળુ બહુજ હેરાન થયું. કંઇક ગરમાવો થાય માટે સુકાં લાકડાં શોધી તાપણી કરવાના વિચારમાં દશ, પંદર વાંદરા, એક લીલા ઝાડના સુકાં ફળ વીણી ઢગલી કરવા માંડી.

ચણોઠીના દાણાની ઢગલી જોઇ એ ઝાડ ઉપર બેઠેલું પંખી બોલ્યું કે "તમે બધા ઘેલાં કેમ કહાડો છો! આ ગુંજાના દાણા તમને શું તાપ આપશે, તમારી મહેનત બધી નકામી જશે, માટે એવે જગ્યાએ જઇને બેસો કે તમને હવા લાગે નહીં. કોઇ ગુફામાં જઈ ભરાઇ જાઓ એટલે તમોને ટાઢ નહી વાય."

આ સાંભળી એક ઘરડા વાંદરાએ ઉત્તર આપ્યો કે "અમારી વાતમાં તારે વચ્ચે બોલવાની શી જરૂર છે. જો તું તારૂં કલ્યાણ ઇચ્છતો હોય, તો અમારી

જોડે દરમ્યાનગીરી કરીશ નહી. તારે માર્ગે જા એટલે બસ. કહ્યું છે કે–'જેહનું મનમાં ધારેલું કામ બગડી ગયું છે, જે જુગારમાં હાર્યો, જેને શત્રુએ જીત્યો તેને ડાહ્યા પુરૂષે છોડવો નહી ! તેમજ પારધી પછવાડે લાગ્યો હોય, મમતમાં પણ અમસતો કોઈ મહેનત કરે છે. જે મુર્ખ છે અથવા જે સંકટની વેદનામાં પડયો છે, એવા જે પુરૂષો બોલાવ્યા કરે તેની શોભા જરી કે રહેતી નથી."

પંખીએ ઉપલી શિખામણ ન માનતાં તેઓને ઉપદેશ આપવા ચાલુ રાખ્યો; એટલે એક વાંદરે ઝાડ પર ચડી તે પંખીને ઝાલ્યો અને પત્થર ઉપર અફાળી મારી નાંખ્યો.

**સાર**–જે ખોટું માણસ છે તે બીજાનો નાશ કરવાના સમયે પોતાનું અકલ્યાણ જોતો નથી.



# કાગડી અને કાળો નાગ.

એક ઝાડની પોકળમાં કાળો નાગ રહેતો હતો. આ ઝાડ ઉપર કાગડીએ પોતાને રહેવા માટે માળો બાંધ્યો. કાગડી પોતાના ઇંડા મુકી ચારો ચરવા જાય, ત્યારે પાડોશી નાગ હમેશાં ઇંડા ખાઇ જાય. આમ કાગડીએ ઘણા ઇંડા ખોયાં, પણ માળો બદલ્યો નહિ.

એમ કહેવાય છે કે કાગડો, પશુ અને નીચ પુરૂષ પોતાનું રહેઠાણ કોઇ વખતે મુકતા નથી; પણ હાથી, સિંહ અને સદ્‌પુરૂષ જરૂર પડે રહેઠાણ તજી દે ખરા.

કાગડી શોક કરે અને પછી ભુલી જાય. એક વખત તે એના મિત્ર શિયાળ પાસે ગઇ અને પોતાનું દુ:ખ રડી વાત કહી, ઉમેર્યું કે "આ સંસારના તાપે જે તપ્યો, તેને આ ત્રણ વાનાં વિશ્રાંતિ આપે છે. એક તો બાળક, બીજું કુળવંતી નારી, અને છેલ્લું સાધુની સંગત. જેહની વસ્તી નદી કિનારે, જેની સ્ત્રી કુલાંગાર અને જેના ઘરમાં સર્પ રહે એ પુરૂષને સુખ નજ થાય.

શિયાળ બોલ્યો "બ્હેન ચિંતા કરીશ નહિ. તારો પાડોશી લાલચુ છે,એટલે એનો અંત આણવો સ્હેલો છે."

શિયાળની યુક્તિ પ્રમાણે કાગડીએ કર્યું તેથી સાપ મરી ગયો.

**સાર**–કોઇએ લલચાવું નહીં.



૧ કહેલું હીત જે સાંભળતો નથી, તે બહેરો છે.

૨ જે ક્રોધને વશ થાય છે, તે આંધળો છે.

૩ જે સારૂ બોલી જાણતો નથી, તે મુંગો છે.

૪ જે સારૂ નઠારૂં સમજતો નથી, તે પશુ છે.

૫ જે પરોપકાર હંમેશાં કરે, તે મોટો માણસ છે.

૬ જુવાની, ધન અને જીંદગી ઉપર ભરોંસો રાખતો નથી, તે સાવધાન માણસ છે.

૭ જે મનને સ્થિર રાખે છે, તે હમેશાં સુખી છે.

૮ જે સ્વસ્તુતી પર ધ્યાન આપે છે, એ મુર્ખો છે.

૯ જે પીઠ પાછળ નિંદા કરે, તે સાંભળી કંઇ કરે; તે તેના જેવોજ હલકો છે.

૧૦ જે સંકટથી બ્હીતો નથી, એ ધૈર્યવાન છે.

૧૧ જે ગરીબનો અનાદર કરે છે, તે માણસ તેની એવીજ વેળાએ વધારે અનાદર પામે છે.

૧૨ વેર બાંધવું, એ હલકા માણસનું કામ છે.
૧૩ મોટા કહે તે કરવું, કરે તેમ ન કરવું.
૧૪ દ્રવ્ય સ્નેહીઓ ઘણા હોય છે, માટે ચેતતા રહેવું.
૧૫ છાની વાત કોઇને કહેવી નહીં, કોઇકજ વખત સારા મિત્રને કહેવી.
૧૬ હીસાબ રાખવાથી માણસ કાયમનો સાવધ રહે છે.
૧૭ એક કામ પુરૂં કરી, બીજું કામ હાથમાં લેવું.
૧૮ વહેવારની વાતમાં શરમ રાખવી નહીં.
૧૯ ઘર મેળે કજીઓ પતે, તો કોર્ટમાં જવું નહીં.
૨૦ મુવેલા માણસનું ભુંડું બોલવું નહીં.
૨૧ કોઇ છાની વા ઉઘાડી પાડવી નહીં.
૨૨ બીજાનો કજીઓ વેચાતો લેવો નહીં.
૨૩ જીભના સ્વાદમાં લોભાવું નહીં.
૨૪ વિનય વિવેક અને નમ્રતા ત્રણે જોડેજ રાખવાં.
૨૫ હમેશાં સાચુંજ બોલવું.



## દિવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ રચિત પુસ્તકો.



| | | |
|---|---|---|
| ૧ | જયકુમારી વિજય નાટક (ત્રીજી આવૃત્તિ) | ૦-૧૨-૦ |
| ૨ | લલિતા દુ:ખદર્શક નાટક (છઠ્ઠી આવૃતિ) | ૦—૮-૦ |
| ૩ | લલિતા દુઃખદર્શક નાટક ઓપેરા | ૦—૮-૦ |
| ૪ | નળદમયંતિ નાટક (ચોથી આવૃત્તિ) | ૦—૮ ૦ |
| ૫ | પ્રેમરાય અને ચારૂમતિ નાટક (નવી આવૃત્તિ) | ૧-—૦ ૦ |
| ૬ | હરિચંદ્ર નાટક | ૦-૧૨-૦ |
| ૭ | હરિચંદ્ર નાટકનો સાર | ૦—૧-૦ |
| ૮ | બાણાસુર મદ મર્દન (ઓખાહરણ) નાટક (બીજી આવૃતિ) | ૦-૧૨-૦ |
| ૯ | માલવિકાગ્નિ મિત્ર નાટક | ૧—૪-૦ |
| ૧૦ | રત્નાવલી નાટિકા | ૦—૮ ૦ |
| ૧૧ | મદાલસા અને ઋતુધ્વજ નાટક | ૦-૧૨-૦ |
| ૧૨ | વૈરનો વાસે વસ્યો વારસો (સચિત્ર રાસ્નસનાઇતિહાસ પરથી) | ૧-૮-૦ |
| ૧૩ | નિન્દ્ય શૃંગાર નિષેધક રૂપક (સીનેમાં જોવીવાર્તા) | ૧-૧૨-૦ |
| ૧૪ | વંઠેલ વિરહાના કુડાં કૃત્ય (સીનેમાં જોવીવાર્તા) | ૦-૧૨-૦ |
| ૧૫ | કુળ વિષે નિબંધ (બીજી આવૃતિ) | ૦—૨-૦ |
| ૧૬ | સંતોષ સુર તરૂ (બીજી આવૃતિ) | ૦—૨-૦ |
| ૧૭ | ગુજરાતી હિતોપદેશ | ૦-૧૨-૦ |

| | |
|---|---|
| ૧૮ નાટચ પ્રકાશ | ‹ |
| ૧૯ પાદશાહી રાજનીતિ | : |
| ૨૦ રણપિંગળ ભાગ ૧ લો | : |
| ૨૧ રણપિંગળ ભા ૧લાની પુરવણી | ‹ |
| ૨૨ રણપિંગળ ભાગ ૨જો | :‧ |
| ૨૩ વૈદિક છંદઃ પ્રકરણ (રણપિંગળ ભાગ ૩જો) | ‹ |
| ૨૪ ડિંગળ અથવા મારવાડી ગીત રચના (રણપિંગળભા ૩) | ‹ |
| ૨૫ ફારસી કવિતા રચના અથવા બેતબાજી(રણપિંગળભા ૩) | ૦ |
| ૨૬–૨૯ યુરોપીયનોનો પૂર્વ પ્રદેશ આદિ સાથે વ્યાપાર ભાગ ૧ થી ૪ પ્રત્યેક | ૨ |
| ૩૦ સદર ભાગ ૫ મો | ૫—૦ ૦ |
| ૩૧ લઘુસિદ્ધાન્ત કૌમુદી સંસ્કૃત તથા તેનું વિસ્તાર પૂર્વક ગુજરાતી ભાષામાં વિવેચન | ૫—૦ ૦ |